ભગિનીસમાજ પત્રિકામાળા નં. ૨૭.

# સ્ત્રીઓનો નવા યુગની વાતો

અથવા

( સ્ત્રીઓની વાતો હવે બદલાવી જોઇએ )



લેખકઃ—અમૃતલાલ સુંદરજી પઢીયાર.

પ્રકાશકઃ—કરસનદાસ જે. ચીતલીયા,
ભગિની સમાજના મંત્રી,
ઠે. સર્વન્ટ્સ્ ઑફ ઇન્ડિયા સોસાઇટી,
ગિરગામ, મુંબઇ.

---



---

સપ્ટેમ્બર ૧૯૧૭.

કિંમત રૂ. ૦-૧-૦

# ભગિનીસમાજ કારોબારી મંડળ:

પ્રમુખ—**સૌ. શારદા સુમંત મહેતા,** બી. એ.

ઉપ પ્રમુખ—**સૌ. લેડી લક્ષ્મીબાઈ જગમોહનદાસ.**

,, **મિસિસ જાઈજી જહાંગિર પીટીટ.**

ટ્રેઝરર—**સૌ. અવંતીકાબાઈ ગોખલે.**

જો. સેક્રેટરી—**સૌ. સુરજબ્હેન મણીલાલ.**

,, **મિસિસ રતનબાઈ પાવરી.**

,, **રા. કરસનદાસ જે. ચિતલીયા.**

---

## હેતુ.

**સ્ત્રીજાતિની** ઉન્નતિ થાય એવા પ્રયાસ કરવા અને સ્ત્રીજા ઉન્નતિ માટે પ્રવૃત્તિ કરતી સંસ્થાઓને યથાશક્તિ સહાયભૂત

---

## સાધન.

પત્રિકામાળા, પુસ્તકો પ્રસિદ્ધ કરી તેનો ફેલાવો કરવો.

વ્યાખ્યાનમાળાની જુદે જુદે સ્થળે ગોઠવણ કરવી.

**સ્ત્રીશિક્ષણવર્ગોને** મદદ કરવી અને વધારવા.

ભગિનીભાવથી સમાજસેવા કરવી અને બીજાંને તેમ કરવા ઉત્તેજન આપી અનુકૂળતા કરી આપવી.

---

## સભાસદ.

ગુજરાતી ભાષા બોલનાર કોઈ પણ વ્યક્તિ, જે સ્ત્રીજાતિ માટે પોતાના સમય, સાધન અને શક્તિનો **સંગીન** ઉપયોગ કરી ભાવથી સમાજસેવા કરવા ઉત્સુક હશે તે, **કારોબારી સંમતિથી,** ભગિની સમાજનાં કાર્યવાહક, સલાહકાર, કે સભાસદ, યા શુભેચ્છક થઈ શકશે.

## ભગિની સમાજ પત્રિકામાળા નં. ૨૭.

# સ્ત્રીઓની નવા યુગની વાતો ભાગ ૨ જો.

### હીંદને અત્યારે બહાદુર બાળકોની જરૂર છે.

આવા વખતમાં મારો છોકરો બીકણ થાય એ મને કેમ પાલવે! બાજુના બંગલાની ધાડના ખબર સાંભળીને સાત વરસનો છોકરો કહે મા! હવે આપણે ગામમાં ભાગી જઇએ, એ વાત મારાથી કેમ સહન થાય? જ્યારથી મેં મારા બાલુને મોઢેથી આ વાત સાંભળી ત્યારથી હું મુંઝાઇ ગઇ છું અને એ વીચારમાં પડીગઇછું કે એ છોકરાના મનમાં હીંમત આવી જાય એવી મારે કાંઇક પણ યુકતી કરવી જોઇએ. કારણકે હું તો મારા ભાઇ પાસેથી એમ શીખી છું કે જે નબળા રહેશે તેનો નાશ થશે અને જે જોરાવર થશે તે ધણીપણું ભોગવી શકશે. મારા ભાઈ મને એમ કહેતા હતા કે બ્હેન! ગરીબાઇને લીધે કે આપણી આસપાસના નબળા સંજોગોને લીધે આપણાથી આપણા દેશની બીજી કાંઈ સેવા બની શકે નહિ તો ફીકર નહિ, પણ આપણાં પોતાનાં છોકરાં બહાદુર થાય એટલું આપણે કરી શકીએ તો પણ આપણે ઘણુંજ કર્યું કહેવાય, કારણ કે ઘણા લોકોનો એવો મત છે કે દેશની ઉન્નતી કરવા માટે કાંઇ ધનની ખોટ નથી, માણસની ખોટ નથી, વખતની ખોટ નથી, અને સાધનોની ખોટ નથી, પણ ફકત બહાદુરીનીજ ખોટ છે. ફકત હીંમતનીજ ખોટ છે અને ફકત સ્વાર્થના ભોગ આપવાનીજ ખોટ છે. માટે અત્યારે બહાદુર બાળકોની હીંદને જરૂરછે, જાહેર હીંમત બતાવી શકે એવા માણસોની હીંદને જરૂર છે, કાયદાની હદમાં રહીને સાહસ કરી શકે તેવા માણસોની હીંદને જરૂર છે અને પોતાના નાના નાના સ્વાર્થોનો ભોગ આપી શકે એવાં માણસોની હીંદને જરૂર છે. અને યાદ રાખજો કે એવાં માણસો કાંઈ અધ્ધરથી આવી પડવાનાં નથી! એવાં માણસો કાંઇ સ્વર્ગમાંથી ખરરર કરતાં ઉતરી આવવાનાં નથી! અને એવાં માણસો કાંઇ જાદુની ફુંકથી ચમત્કારીક રીતે ઉત્પન્ન કરી શકાય તેમ નથી; પણ બ્હેન! એવા માણસો આપણા ઉદરમાંથીજ નીપજવાનાં છે. અને મારો બાલુ, તમારો રમણીક, તમારો ભગુભાઇનો બંસી, કાકાનો ચમન

મામાનો મગન, પાડોશીનો હરખો, અને આપણા રામાનો વીઠલો-તેમાં-થીજ એ બધું થવાનું છે. આજે એ બધાં બાળકો નાગા નાગા રમે છે અને ફળીયામાં કૂદાકૂદ કરે છે પણ થોડાંજ વરસોમાં એ બધાં જુવાન બની જવાનાં છે, અને એવાં બાળકોમાંથીજ ભવીષ્યની પ્રજા બનવાની છે. માટે આપણા બાળકો બહાદુર થાય તેમ આપણે કરવું જોઇએ. અને એ બહાદુરી શું પીપોડી અપાવવાથી વધે? એ બહાદુરી શું વાજું અપાવવાથી વધે? અને એ બહાદુરી શું રબરનું ફુકણું અપાવવાથી મળે? નહી નહી! એવી ચીજોથી હવે ચાલે નહિ. સાચી બહાદુરી વધારવાને માટે તો બાળકોને રમવાને હવે હથીયારો આપવાં જોશે, અને નાનકડી તલવારોથી તથા હવાની બંદુકોથી રમત શીખે તેમ કરવું જોશે. હવે તો સાચી બંદુકો બાળકોના હાથમાં જોશે અને નીશાનબાજીના અખાડા જોશે. હવે આપણા બાળકોને વોલન્ટીયર બનાવવા જોશે. અને એ હક મેળવવા માટે આપણે જેટલી બને તેટલી યોગ્ય લડતો લડવી પડશે, કારણ કે જ્યાં સુધી હથીયારની બંધી હોય ત્યાં સુધી કદી પણ પ્રજામાં ખરી બહાદુરી આવી શકેજ નહિ, માટે હથીયારની છૂટ થાય અને લાયક માણસોને જરૂર જેટલાં હથીયારો મળી શકે તેવા ઉપાયો કરવાની ખાસ જરૂર છે.

એ સાંભળીને ભાનુ બાઇએ કહ્યું કે હથીયારબંધીનો કાયદો દૂર કરવા માટે ઘણાં વર્ષો થયા આપણા લોકો માંગણી કરેછે પણ સાંભળે છે કોણ?

એ સાંભળીને સત્યવતીએ કહ્યું કે ભાનુબ્હેન! તમારે મોઢેથી આવા નબળા વીચારો સાંભળીને હું બહુ અજબ થાઉં છું! વાત ખરી છે કે આપણા લોકો ઘણા વર્ષ થયા માંગણી કરેછે અને હજી કોઈ સાંભળતું નથી પણ એ માટે હજી અમને એમ લાગ છે કે આપણી માંગણી હજી ઢીલી છે. જ્યારે આપણે અંતરનો સાચો પોકાર કરશું, જ્યારે આપણે દૃઢતાથી માંગશુ અને જ્યારે આપણે આપણી યોગ્યતા તથા આપણી વફાદારી સાબીત કરીને આપણો એ હક માગશું ત્યારે કોઇનો ભાર નથી કે આપણને ના પાડી શકે. કારણ કે મને નામદાર ઈંગ્રેજ સરકારની રાજ-

નીતી ઉપર વિશ્વાસ છે. બહાદુર બ્રીટન પ્રજાના ઉંચ હેતુઓમાં મને શ્રદ્ધા છે. અને જમાનો આપણને અતી વેગથી **નવા જમાના તરફ** ધસડે છે એ વાત હું પ્રત્યક્ષ અનુભવી શકું છું એટલે મને ખાત્રી છે કે હવે બહુજ થોડા વરસોની અંદર હથીયારબંધીનો કાયદો દૂર થયા વીના રહેશે નહિ.

ભાનુ બાઇએ કહ્યું કે જર્મનો સાત કરોડની વસ્તીમાંથી એક કરોડ માણસો બહાર પાડવાનો દાવો કરીશકે અને હીંદ પોતાની સાડી એક-ત્રીસ કરોડની વસ્તીમાંથી થોડાક લાખ કરતાં વધારે માણસો આપી શકે-નહિ તેનું કારણ શું? એનું કારણ હથીયારની બંધીનો કાયદો એજ છે. જો હથીયારબંધીનો કાયદો ન હોત તો નામદાર બ્રીટીશ સરકારની સેવામાં હીંદ દેવી પોતાના કરોડો પુત્રો સોંપી શકત. પણ એને બદલે માણસો માટે સરકારને કેટલેક ઠેકાણે બહુ તજવીજ કરવી પડે છે અને ઘણાંએ ફાંફાં મારવા પડે છે છતાંએ જરૂર જેટલા હોશીયાર માણસો મળતા નથી તેનું કારણ શું? તેનું કારણ હથીયાર બંધીનો કાયદો એજ છે. અને તેમ છતાં અફસોસની વાત એ છે કે હજી આવી અગત્યની બાબતોમાં પણ આપણા દેશની કરોડો સ્ત્રીઓ કંઈજ સમજતી નથી અને માત્ર અથાણાં મીઠાંનીજ વાતોમાં રહી જાય છે. લાકડે માકડું વળગાડી દેનારા નમાલાં લગનની વાતોમાંજ રહી જાય છે અને પાડોશણોની કુથલી કરવામાંજ રહી જાય છે. માટે એ સ્થીતીમાંથી છુટવા સારૂ અને દેશમાં નવું જીવન લાવવા સારૂ હવે સ્ત્રીઓની વાતો બદલાવી જોઇએ. આમ વાત કરે છે એટલામાં મુંબઇથી ઘણાં સગાંવહાલાં સત્યવતી બ્હેન પાંસે ગઇ કાલની ધાડના ખબર પુછવા આવ્યાં એટલે ભાનુબ્હેનની વાત અધુરી રહી ગઈ.

## સ્ત્રીઓની ચિત્રકળા.

સારા પાડોશમાં રહેવાથી અતીશય ફાયદો થઈ જાય છે. નવો પાડોશ નવી અસરો આપે છે અને જુદા ધર્મવાળા તથા જુદા દેશવાળા પાડોશીઓના પાડોશમાં ખાસ ઘણી ચીજો નવી નવી શીખવાની મળીજાય છે. અમે છેલ્લાં ત્રીશ વર્ષ થયાં અમારાં સગાવહાલાંઓની આસપાસ જુની હનુમાન ગલીમાંજ પડ્યારહ્યાંહતાં ત્યાં સુધી નાતજાતનીજ કુથલી થયા કરતી હતી અને ગાલાવેલી બાયડીઓ સાથે ગાલાવેલી વાતોમાંજ

વખત ચાલ્યો જતો હતો. પણ એ પછી છેલ્લાં ત્રણ વર્ષ ઉપર એ માળો પાડ્યો એટલે અમારે ફરજ્યાત રીતે તે જગ્યા ન મળવાથી સેન્ડહર્સ્ટ રોડ ઉપર અમને રહેવા જવું પડયું. એ વખતે જુની હનુમાન ગલી છોડવી અમને ગમતી ન હોતી. મ્હારો મગન મને વારે વારે કહેતો હતો કે મા ! આવી જગ્યામાં આપણ શા માટે પડ્યા રહીએ? મજેની હવાવાળી જગ્યામાં રહેવા જઇએ, પણ એ વખતે હું કહેતી કે અમારાથી એમ એકલું રહેવાય નહિ, સગાં વહાલાંઓ છેટા થઈ પડે તે અમને ન પાલવે.

સેન્ડહર્સ્ટ રોડ ઉપર અમને જે પાડોશ મળ્યો ત્યાં દક્ષણી લોકો હતાં. તેની બે દીકરીઓ ચીત્ર વિદ્યાનો અભ્યાસ કરતી હતી અને બાજુના ઘરમાં પારસી રહેતા હતા તેની દીકરી દાકતરી ખાતામાં અભ્યાસ કરતી હતી. તેની સાથે મારા મગનની વહુ ચતુરાને અને મારી દીકરી રળીયાતને બહુ સારી ઓળખાણ થઇ. તેમાંથી પરીણામ એ થયું કે શકુન્તાલાની સોબતથી મારી રળીયાત અને ચતુરા ચિત્ર શીખવા લાગ્યાં. પહેલાં તો હું એમ સમજતી કે એ બન્ને જણીઓને કંઇ આવડશે નહિ, પણ મારા એ વીચાર ખોટા હતા. કારણકે મેં જોયું કે ૭ મહીનામાં તો તેઓ બહુ સારાં ચીત્ર ચીતરતાં હતાં અને આજે ત્રણ વરસમાં તો તેમનું ચિત્રકામ જોઇને અને તેમની વાતો સાંભળીને તમને અજાયબી લાગશે. હવે એ ચિત્રની વાતો કરતાં પહેલાં મ્હારે ખુલ્લા દીલે એટલું જણાવી દેવું જોઇએ કે જો હું હઠ કરીને હનુમાન ગલીમાં અમારાં સગાઓના પાડોશમાંજ પડી રહી હોત અને મ્હારી વહુ દીકરીને નવા પાડોશનો લાભ ન મળ્યો હોત તો તેઓ પોતાની મેળે કદી પણ ચિત્રકલામાં હુશીયાર થઈ શકત નહિ. એ માટે મારે મારા નવા પાડોશીઓનો ઉપકાર માનવાનો છે.

મારી રળીયાતની સહીપણી યશોદા બહુ હુશીયાર હતી. તે પોતાની સાથે તેની બીજી બે સહીપણીઓને તેડી રજાને દીવસે આવી અને મને કહ્યું કે ગુલાબકાકી ! આજે હું તમારે ત્યાં નવાં મેહમાનોને તેડી લાવી છું. મ્હારી આ બન્ને બ્હેનપણીઓને ચિત્રકળા શીખવાનો શોખ છે માટે રળીયાતબ્હેન સાથે તેને ઓળખાણ કરાવવી છે. એ પછી શકુન્તલા,

કુસુમ, રળીયાત અને ચતુરાંની સાથે દેવકુંવર તથા માણેકની ઓળખાણ કરાવી અને ચિત્ર સંબંધી વાતો ચાલવા લાગી.

રળીયાતે કહ્યું કે આ વખત આર્ટના પ્રદર્શનમાં મ્હારૂં ચિત્ર મુકવું છે. શકુન્તલાએ કહ્યું કે મેં પણ એ માટે ચિત્ર તૈયાર કરેલું છે. ત્યારે યશોદાએ કહ્યું કે ચતુરાંભાભી તમે કયું ચિત્ર મુકશો ? ચતુરાંએ કહ્યું કે મને હજી વાર છે. પ્રદર્શનમાં મુકવા જેવાં ચિત્રો મને હજી આવડતાં નથી. એ પછી શા વિષય ઉપર ચિત્રો બનાવવાં તે સંબંધી વાતચીત ચાલી ત્યારે કુસુમે કહ્યું કે હું તો દ્રૌપદીના કેશ ખેંચવાનું ચિત્ર બનાવવાની હતી પણ રળીયાત બ્હેને કલાપીમાંથી મને એક કવીતા સંભળાવી તે મને બહુ ગમી. માટે એ ઉપરથી હું ચિત્ર તૈયાર કરૂં છું. એ ચિત્રનો વિષય એ છે કેઃ—

ફુલ વીણ સખે
  ફુલ વીણ સખે
હજુ તો ફુટતુંજ
  પ્રભાત દીસે
ફુલ વીણ સખે
  ફુલ વીણ સખે.

એ લાઇન ઉપરથી ચિત્ર દોરવું છે. પ્રાતઃકાલનો વખત, ઉદય થતો સૂર્ય, સુંદર ખુબસુરત યુવાનીમાં આવતી કન્યા લચી રહેલી ફુલની ડાળીઓમાંથી ફુલ વીણી રહી છે. હાથમાં ફુલની ટોપલી અને અતઃકરણમાં ફુલ જેવા કોમળ ખીલતાજતા ભાવો, એ દેખાવનું ચિત્ર ચીતરવા મારો વીચાર છે. બીજી પણ એક કવીતા મને બહુ ગમી છે. એ કવીતા પણ રળીયાત બ્હેને મને સમજાવી હતી. એ રસિક કવી નાનાલાલની કવીતા છે, તેનું નામ એ છે કેઃ—

"માફ કરજે બાલા"—

એક પતી, પોતાની પત્ની પાસે માફ માંગે છે એ વાતનું તેમાં વર્ણન છે. પોતાની જુવાનીના જોસમાં, પોતાના જ્ઞાનના જોસમાં, અને પોતાની બેદરકારીમાં પોતાની બૈરીની કદર સમજી શકતો નથી, પણ એ પછી તેની

આંખો ઉઘડે છે ત્યારે તેને પશ્ચાતાપ થાય છે અને પોતે પોતાની પત્નીના જે જે વાંક કરેલા તે બધા ગણી બતાવે છે અને કહે છે કે:—

"અમે દાઝયાં ને દઝાડ્યાં,
માફ કરજે બાલા."

એ ચિત્ર પણ બહુ અસરકારક થઇપડશે. પતિ, વિનયભાવથી પત્ની પાસે ઉભો છે. પતીના વીનયથી પત્નિને અંતરથી એક જાતનો આનંદ થાય છે અને બહારથી એક પ્રકારની શરમ લાગે છે. એ ચિત્ર જોવા લાયક થઇ પડશે. પતી જ્યારે અક્કડ હતો અને પત્નિની કીંમત સમજતો ન હોતો તે વખતનું તેની મગરૂરીનું ચીત્ર અને બીજી બાજુ પત્નીના ગુણ સમજવાથી તે, જે તેના ચર્ણ પાંસે ઝુકી પડેલો છે એ વખતનું તેના કુદરતી સદ્ભાવનું ચિત્ર જોવાલાયક થઈ પડશે. એ બન્ને સ્રી પુરૂષમાં એ વખતે સ્વર્ગીય ભાવ આવી જાય છે અને એવા સ્વર્ગીય ભાવનું દર્શન કવી નાનાલાલ આપણને કરાવી શકે છે, એ એક એના કાવ્યની ખુબી છે.

યશોદાબાઇએ કહ્યું કે કુસુમબ્હેન તમે તો ભારે કરી! આજ દીવસ સુધી હું તો એમ સમજતી હતી કે પતી પત્નીની માફ માંગે એ તે કેમ બને? અને એતે કેમ સારૂં લાગે? અમને તો એવી વાતો ગમે નહિ. બાપડી માફ માંગે એ વાત વાજવી છે પણ બાપડો કાંઇ બાપડીની માફ માંગે? એ વીચારજ અમને તો કઢંગો લાગતો હતો, પણ આજે તો તમે ભારે કરી! પતી પોતાની પત્નીની કદર કરે, પોતાની ભૂલ કબુલ કરે, અને "માફ કરજે બાલા" એમ કહે, તેમાંજ તમે સ્વર્ગ બતાવી આપ્યું. ધન્ય છે તમને અને ધન્ય છે એ કવીને.

આ સાંભળીને ચતુરાંએ કહ્યું કે યશોદાબ્હેન પતી માફ માંગે એ વાત તમને બહુ ગમી ગઈ માટે અમને એમ લાગે છે કે કોઇક વખત તમારે પણ એવો બનાવ બન્યો હશે! એમ કહીને ચતુરાં હશી પડી. ત્યારે યશોદાબાઇએ કહ્યું કે, મ્હારા વર કાંઇ મ્હારી માફ માંગે તેવા નથી! એ તો મારા મગનલાલભાઇજ એવા છે કે વારે વારે તમારી માફ

માંગ્યા કરે ! ત્યારે ચતુરાએ કહ્યું કે માફ માંગે નહિ ને જાય કયાં ? એ પુરૂષોનુ ગજું શું ! એ તો આપણાં રમકડાં, એને તો જેમ નચાવીએ તેમ નાચે.

એ સાંભળીને શકુન્તલાએ કહ્યું કે જેમ નચાવે તેમ નાચે એવો વર હોય તે વર માફ માગે એમાં કાંઈ આનંદ મળે નહિ. **જેમાં સ્વર્ગ ખડું થાય એ માફી પણ કાંઈક જુદા અને એ વર પણ કાંઈક જુદા !**

એ પછી યશોદાબાઈએ રળીયાત બ્હેનને પુછ્યું કે તમે શું ચિત્ર બનાવશો ? ત્યારે રળીયાતબ્હેને કહ્યું કે હું તો લલીતનું લાલીત્ય વાળું:—

"મઢુલી મજેની પેલે તીર"—

એ ચિત્ર બનાવવાની છું: એક સુંદર નાની નદી, તેને કીનારે નાનાં મોટાં ઝાડો, તેની વચ્ચે એક સુંદર ઝુંપડી, અને એ ઝુંપડીમાં રહેતાં પ્રેમીઓના આત્માનો આલ્હાદ ! એ ચિત્ર બનાવવાની છું. એવી નાનકડી મઢુડીમાં પણ કેવો પ્રેમ ભોગવી શકાય છે અને કેવા આનંદમાં રહી શકાયછે તે મારે ગુજરાતને સમજાવવું છે.

યશોદાએ કહ્યું કે એ ચિત્ર પણ ઘણુંજ સારૂં. પણ કાંઈ એકજ ચિત્રથી બસ થાય ? બીજું પણ કાંઈક બનાવવું જોઇએ. ત્યારે રળીયાત બ્હેને કહ્યું કે બીજા ચિત્રનો વીષય હજી અમે નક્કી કર્યો નથી. ત્યારે માણેકે કહ્યું કે સરસ્વતીચંદ્રમાંથી એક પ્રસંગનું ચિત્ર બનાવવું જોઇએ, અને તે એ કે:—

"પડયું પાનું નીભાવી લે...
ન ઝુલાતું તું ઝૂલી જા......
પડયું પાનું નીભાવી લે..."

એ વીષયનું ચિત્ર જો તમે બનાવો તો તે બહુ અસરકારક થઈ પડશે. કારણ કે તમારી પીછીમાં અજબ જેવું જાદુ આવતું જાય છે, અને બ્હેન ! આપણા ગુજરાતમાં અત્યારે એવી જાતનાં લગ્નો છે કે તેમાં:—

"પડયું પાનું નીભાવી લે—"

એવાજ દીલાસાની ખાસ જરૂર પડે છે. કારણ કે સૌ ઠેકાણે, "પડયું પાનું નીભાવી લેવા" જેવુંજ હોય છે. ખરેખરો પ્રેમ અને ખરેખરી

લગ્નની મજા તો કોઇકજ ઠેકાણે હોયછે. બાકી સેંકડે સત્તાણું ટકા તો પાનું પડયું હોય તે નીભાવી લેવા જેવુંજ હોય છે.

એ સાંભળીને કુસુમે કહ્યું કે, યશોદા બ્હેન! માણેકબાઈ આવી ઉન્હી વરાળ કેમ કાઢે છે! કાંઈ હાલમાં કાળું છે કે શું ? તેમને પડયું પાનું નીભાવી લેવા જેવું છે કે કેમ? ત્યારે યશોદાબાઇએ કહ્યું કે અરે બ્હેન! જાવાદોને એ વાત! ઘેર ઘેર માટીના ચુલા છે. પણ તેમ છતાં એટલું ખરૂં કે હવે માણેકબાઇનો ઘરસંસાર સુધરતો જાય છે. થોડાં વરસ ઉપરતો એવું હતું ખરૂં, પણ હવે કાંઇ છેક એવું નથી. હવે તો "માફ કરજો બાલા" એવો વખત આવતો જાય છે. અને મને આશા છે કે માણેકબાઇની ચતુરાઈથી અને તેમની ભલમનસાઇથી થોડા વખતમાં તેઓનો સંસાર નમુનેદાર થઈ પડશે.

એ પછી યશોદાબાઇએ શકુન્તલાને પુછ્યું કે બ્હેન! તમે શું ચિત્ર બનાવશો ? ત્યારે શકુન્તલાએ કહ્યું કે પહેલે તો હું પૌરાણીક ચિત્રો બનાવતી હતી. રીસાયેલી રાધા, અશોક વાડીમાં સીતા, પુનર્લગ્ન કરતી વખતની તારા અને એક પતી પાસેથી બીજા પતી પાસે જતીવખતની દ્રૌપદી, એવાં એવાં ચિત્રો બનાવતી હતી. પણ રળીયાતબ્હેનની સોબત થયા પછી અને તેમના સાહિત્યના શોખને લીધે તેમાંથી મને મળતા નવા નવા વષયોને લીધે હવે ચિત્રોની મારી દીશા બદલાણી છે. હવે મને તમારા કાન્તની પેલી લીટીઓ બહુ ગમી છે અને તે એ કે.—

" અમે ચેલા બધા ઘેલા...
પ્રભુની પાઠશાળાના."

એ ઉપરથી એક ચિત્ર બનાવવવું છે. અને ખરા ભકતો કેવા મસ્ત હોય, પ્રભુના ખરા ચેલા કેવા પાવરવાળા હોય, અને દુનીયાને ઘેલા લાગતા હોય છતાં પણ તેઓ કેવાં ઉત્તમ કામો કરતા હોય અને પ્રભુની નજરમાં તેઓ કેવા વ્હાલા હોય, એ દેખાવનું ચિત્ર મારે બનાવવુંછે અને બીજું ગુજરાતના મસ્ત કવી નર્મદનુંઃ—

"યાહોમ કરીને પડો...
ફતેહ છે આગે."

એ બાબતનું ચિત્ર મારે બનાવવું છે. કારણકે હું એમ માનુંછું કે જ્યાં સુધી લોકો ઢીલા પોચા રહે ત્યાં સુધી કાંઇ ખરેખરૂં કામ થતું નથી. હવે તો આપણા દેશને–યાહોમ કરીને પડે–એવા માણસો જોઇએ છે. જુદી જુદી દરેક દીશાઓમાં અને દરેક લાઇનમાં યા હોમ કરી શકે એવા માણસોની અત્યારે હીન્દને જરૂર છે. કારણકે ફતેહની કુંચીજ એ છે. મારા વસનરાવ ભાઇ મને બહુ ભાર મુકીને વારે વારે એજ વાત સમજાવે છે કે જ્યાં સુધી યા હોમ કરી શકીએ નહિ ત્યાં સુધી કોઇ પણ કામમાં ખરેખરી ફત્તેહ મળી શકતીજ નથી. માટે હું તો તમારા એ વીર કવીના વીર કાવ્યો ઉપરથી યા હોમ કરનારા અને ફત્તેહ મેળવનારા વીરોનું ચિત્ર બનાવવાની છું.

એ સાંભળીને રવીયાત બ્હેને કહ્યું કે શકુન્તલા યાદ રાખજે હો ! ત્હારા બુરા હાલ થવાના છે. કારણ કે ત્હારી ભાવના પ્રમાણે ત્હને વીર પતી ક્યાંથી મળશે ? મ્હને ત્હારી બહુ દયા આવે છે, કારણકે ત્હારા જેવી બહાદુર છોકરીને ઢીલો પોચો બાજીરાવ જેવો ધણી મળશે ત્યારે ત્હારા શું હાલ થશે ?

શકુન્તલાએ કહ્યું વળી પાછી એ વાત કાઢી કે ? મેં ત્હને કહેલું છે કે–ત્યાં સુધી હું પરણવાની નથી–એ વાત તું કેમ ભુલી જાયછે ? છેલ્લાં ત્રણ વર્ષમાં ત્હારા દેખતાં સત્તર માગાં પાછાં કર્યાં એ તું જોતી નથી ? હજી તો મને માત્ર બાવીશ વર્ષ થયાંછે પણ કદી બેતાળીસ થાય તો પણ શું થયું ? મારાં મા એવાં ભલાં છે કે તેઓ મને એ બાબતમાં ગેરવાજવી દબાણ કરે તેમ નથી અને મારા ભાઈ તો મારા પક્ષમાંજ.

એ સાંભળીને દેવકુંવરે કહ્યું કે આવા મજબુત મનવાળી છોકરીઓ અમારા ગુજરાતમાં થાય તો કેવું સારૂં ? ત્યારે યશોદાબાઇએ કહ્યું કે ગુજરાતમાં પણ એવી કન્યાઓ હવે પાકતી જાય છે. મારા ભાઈની દીકરી છે તેની સગાઇ માટે હમણાં વાતો ચાલે છે પણ તે કહે છે કે નહિ, મારૂં મન માને નહિ ત્યાં સુધી હું લગ્ન કરીશ નહિ. ત્રણ ચાર ઠેકાણેથી માગાં આવે છે પણ તે કબુલ કરતી નથી. આવા બનાવો હવે આપણા લોકોમાં પણ બનવા લાગ્યા છે.

એ પછી યશોદાબ્હેને ચતુરાંને કહ્યું કે ચતુરાં ભાભી ! તમે ચિત્ર માટે શું વિષય નક્કી કર્યો છે એ તો કહો ! ત્યારે ચતુરાએ કહ્યું કે મારાં ચિત્ર હજી કામચલાઉ છે. પણ તેમ છતાં તમે કાંઇ સુચના આપો તો તેવું ચિત્ર બનાવવા હું મેહનત કરીશ. ત્યારે રળીયાતબ્હેને કહ્યું કે તમારી જુની માનીતી કવીતાઃ—

"વાડામાંથી પાડું એક—"

તેનું ચિત્ર બનાવો.

એ સાંભળીને સૌ જણીઓ હસી પડી. ત્યારે ચતુરાંએ કહ્યું કે ભલે તમે હસો પણ મને તો દલપતરામદાદાની એ કવીતા બહુ ગમે છે, અને હવે તો હું એ ઉપરથી ચિત્ર બનાવીશ. ગામડાનો વાડો, વાડાને ફરતી નાના મોટાં ઝાડોવાળી અને કાંટાવાળી વાડ, તેમાં છાણનાં પોદળા પડેલા હોય, પાડાને દોરડાથી બાંધ્યું હોય, એ દોરડું તોડાવવા માટે ઘણું કુદતું હોય, પછી તેમાંથી છુટું થઇજાય અને વાડ કુદાવી ભાગી જાય એ દેખાવ મને તો બહુ સુંદર લાગે છે.

કારણ કે શકુન્તલાબ્હેન મને એમ શીખવે છે કે હવે 'હદ કુદાવનારા' માણસો જોઇએ છે, હવે જુદી જુદી જાતની વાડ તોડનારા માણસો જોઇએછે અને હવે ગળામાં બંધાઇ ગએલા ઘણી જાતના દોરડાના બંધનો તોડી શકે એવાં માણસોની જગતને જરૂર છે. માટે ભલે તમે મશ્કરીમાં કહો પણ હુંતો હવે, "વાડામાંથી પાડું એક" એજ ચિત્ર બનાવવાની છું. આ વાત ચાલે છે એટલામાં ગુલાબ બાઇએ આવીને કહ્યું કે ચાલો ચાલો ગરમ ગરમ ભજીઆં તૈયાર છે માટે જરા નાસ્તો કરી લ્યો અને પછી વાતો કરજો એટલે સૌ ભજીઆં ખાવા ઉઠયાં અને ચિત્રની વાતો બંધ પડી.

## રાજકીય વાતો નહિ જાણવી એ પાપ છે.

ચંદ્રીકા બપોરે ત્રણ વાગે પોાતના દીવાનખાનામાં ખુરસી ઉપર બેઠી હતી અને તેનો દીયેર ઇન્દુલાલ તેની પાસે અંગ્રેજી છાપામાંથી સ્વરાજ્ય વીશેના લેખનું ભાષાન્તર કરી સમજાવતા હતા. તેમાં ચંદ્રીકા બહુ રસ લેતી હતી અને સ્વરાજ્યને લગતી બહુ ઝીણી ઝીણી માહીતી પણ મેળવવા ઇચ્છતી હતી. એટલામાં ત્યાં રસીકા આવી અને

તેણે કહ્યું કે ચંદ્રીકા! એવી રાજ્ય ખટપટની વાતો તે તને સાંભળવી કેમ ગમે છે? ચાલ ચાલ હારમોન્યમ બજાવીએ! અગર પાને રમીએ, મુક હવે એ સ્વરાજ્યની કુટને તડકે! હું તો સ્વરાજ્ય એટલે શું એ તો સમજતીજ નથી. અમારા ઘરમાં પણ બધા આખો દીવસ સ્વરાજ્યનીજ વાતો કર્યા કરે છે. તેમાં આજે બે વરસ થયા તો દરરોજ ઘરમાં એજ કુટ ચાલે છે, કારણકે મારા દીયેર એ ખાતામાં આગેવાન છે, એટલે સૌ તેની પાસે એ સંબંધી વાતો કરવા આવે છે. પણ હું તો તેમાં જરાય ધ્યાન આપતી નથી કે કાંઈ સમજતી નથી. હું તે મારી બચુડીને જાળવું કે સ્વરાજ્યની વાતો સાંભળું? ત્હારી પાસે તો જ્યારે આવીએ ત્યારે તું એજ કુટમાં પડેલી હોય! કેમ જાણે ત્હારે પણ કયાંકનું રાજ્ય લેવું હોયની? મુક મુક હવે એ કુટને! ચાલ પેલી ડાહીની વાત તને કહું. તેને તેડવા માટે તેની સાસુ આવેલાં છે પણ ડાહી જવાની ના પાડે છે અને તેનો વર કોરટે જવાની ધમકી આપે છે. એ વાત સાંભળવા જેવી છે.

એ સાંભળીને ચંદ્રીકાએ કહ્યું કે મારે એવી કોઈની કુટ સાંભળવી નથી. મને તો મારા વ્હાલાએ એમ શીખવેલું છે કે આ નવા જમાનામાં પાપના સ્વરૂપ પણ બદલાયા છે અને પ્રથમના વખતમાં જે વાતોને આપણે પાપ સમજતા નહિ તેવી વાતોમાં પણ હવે આપણને પાપ લાગે છે. તેમાંનું એક—રાજકીય બાબતોમાં ધ્યાન ન આપવું એ પાપ છે.

એ સાંભળીને રસીકા ખડખડ હસી પડી. એટલામાં ત્યાં મંગળાગૌરી તથા પુષ્પાવતી આવી પોહોંચ્યાં. તેઓએ રસીકાને એટલી બધી હસતી જોઇને પુછયું કે કેમ શું છે? આટલું બધું હસવું કેમ આવે છે.? ત્યારે રસીકાએ કહ્યું કે ચંદ્રીકાની વાતો સાંભળીને હસુ છું. જેમ કેટલાક બહુજ ફ્રાસ્ટ ગએલા રાજદ્વારીઓમાં એક જાતનું ગાંડપણ આવતુંજાયછે તેમજ ચંદ્રીકામાં પણ એક જાતનું ગાંડપણ આવી ગયું છે, તેથી હસુ છું. જોને તે એમ કહેછે કે રાજકીય વાતો સાંભળવી નહિ કે સમજવી નહિ તેમાં મોટું પાપ છે. એ સાંભળીને હું હસુ છું. કારણ કે એમાં પાપ શું? તે હું સમજી શકતી નથી. બોલો તમને એમાં પાપ લાગે છે?

ત્યારે પુષ્પાવતીએ કહ્યું કે રાજ્યદ્વારી બાબતોમાં ધ્યાન આપવાની જરૂર છે એમ હું માનું છું. પણ તેમાં ધ્યાન ન આપવું એ પાપ છે એ

વાતની મને ખબર નથી. ત્યારે મંગળાગૌરીએ કહ્યું કે અલંકારીક ભાષામાં એમ કહેવાય તેમાં હસવા જેવું શું છે?

ત્યારે ચંદ્રીકાએ કહ્યું કે નહિં નહિં અલંકારીક ભાષાની અહીં વાત નથી, અહીં તો સત્યની વાત છે.

એ સાંભળીને પુષ્પાવતીએ કહ્યું કે ત્યારે અમારી ખાત્રી કરી આપો કે રાજ્યદ્વારી વાતોમાં ધ્યાન ન આપવામાં શું પાપ છે?

ત્યારે ચંદ્રીકાએ કહ્યું કે ઓહો ! ઘણી ખુશીની વાત ! જો એવી રીતે સમજવા માગો તો તો તમારી બલીહારી કહેવાય ! રસીકાની પેઠે વાત સાંભળ્યા વીનાજ હસી કાઢવું હોય તેને ન પોહોંચાય. હવે રાજદ્વારી વાતોમાં ધ્યાન ન આપવાથી કેવી રીતે પાપ લાગે છે તે વાત સાંભળો.

બ્હેનો ! આ નવી જાતનું પાપ સમજવા માટે પ્રથમ તો એ વાત જાણવી જોઇએ કે સ્વરાજ્ય એટલે શું ? એ પછી સ્વરાજ્યના ફાયદા જાણવા જોઇએ અને સ્વરાજ્ય ન મળવાથી જે નુકશાન થાય છે તે વાતો જાણવી જોઈએ. એ પછી સ્વરાજ્ય મેળવી શકાય તેમ છે કે નહિ ? એ વાતો જાણવી જોઇએ અને હાલમાં આપણી ઉપર કેવી રીતે રાજ્ય ચાલે છે અને તેને બદલે કેવી રીતે ચાલવું જોઇએ એ વાતો જાણવી જોઇએ. માટે પ્રથમ જોઇએ કે—

## સ્વરાજ્ય એટલે શું ?

સ્વરાજ્ય એટલે પ્રજાનું રાજ્ય, અને પ્રજાનુ રાજ્ય એટલે પ્રજાના વધુમતે રાજ્યનો વ્યવહાર ચલાવવામાં આવે તે સ્વરાજ્ય કહેવાય છે. મતલબ કે સ્વરાજ્યમાં માત્ર કોઇ એકજ રાજાનો અધીકાર હોતો નથી તેમજ જોહુકમી ચલાવનારા અમલદારોની મરજી મુજબજ કાયદા ઘડાતા નથી, પણ લોકોની માંગણીઓ પ્રમાણે અને દેશના ફાયદા તરફ જોઇનેજ દેશના આગેવાનોની મદદથી રાજ્યનો કારભાર ચલાવવામાં આવે છે, તેને સ્વરાજ્ય કહેવામાં આવે છે. અને દુનીયાના બધા સુધરેલા દેશોમાં પ્રજામત ઉપરજ રાજ્યનો વહીવટ ચાલે—એવી રીતના સ્વરાજ્યજ હોય છે.

## સ્વરાજ્યના ફાયદા.

જ્યારે સ્વરાજ્ય હોય ત્યારે દેશના હક જળવાય તેવી રીતના કાયદાઓ હોય છે, તેવી રીતની જગાત હોય છે, તેવી રીતે વેપારનું ઉત્તેજન

હોય છે, અને દુનીયાની બીજી પ્રજાઓની સાથે પોતાનું પોઝીશન જાળવી શકે તેવા કાયદાઓ હોય છે; તેને લીધે લોકોનું માન જળવાય છે અને દેશને ફાયદો થાય છે. જે દેશમાં સ્વરાજ્ય હોય તે દેશની પ્રજામાં બહાદુરી હોય છે, તે દેશની પ્રજામાં હીંમત હોય છે, તે દેશની પ્રજામાં સાહસ હોય છે, તે દેશની પ્રજામાં જાગૃતી હોય છે અને તે દેશની પ્રજામાં આબાદી, સમૃદ્ધિ તથા અંતરનું બળ હોય છે. આ બધું મેળવવા માટે સ્વરાજ્યની જરૂર છે.

## સ્વરાજ્ય ન હોવાથી થતું નુકશાન—

સ્વરાજ્ય ન હોવાથી કેવાં કેવાં નુકશાન ખમવાં પડે છે એ વાતો હવે તમારે જાણવી જોઇએ. એ માટે સ્વરાજ્યની હીમાયત કરનારા દેશના આગેવાન માણસો તથા અંગ્રેજ રાજદ્વારીઓ અને વિદ્વાનો કહે છે કે—

જે દેશમાં સ્વરાજ્ય ન હોય તે પ્રજાના હકકો જળવાતા નથી.

જે દેશમાં સ્વરાજ્ય ન હોય તે દેશ બીજાઓની સત્તા નીચે દબાયેલો રહે છે.

જે દેશમાં સ્વરાજ્ય ન હોય ત્યાંની પ્રજાના મહાન્ સદગુણો જેવા જોઇએ તેવા ખીલી શકતા નથી.

જે દેશમાં સ્વરાજ્ય ન હોય તે દેશ દુનીયાના બીજા સુધરેલા દેશોની આગળ નીચો પડી જાય છે.

જે દેશમાં સ્વરાજ્ય ન હોય ત્યાં અમલદારોના ફાંટાઓ પ્રમાણે લોકોને જુલમ સહન કરવા પડે છે.

જે દેશમાં સ્વરાજ્ય ન હોય તે દેશની ભવીષ્યની પ્રજા પણ નબળી નીવડે છે. અને જે દેશમાં સ્વરાજ્ય ન હોય તે દેશની આબાદી તથા તે પ્રજાના હકો જુદી જુદી અનેક રીતે લુંટાઇ જાય છે.

હવે વીચાર કરો કે સ્વરાજ્ય મળી શકે એવી સગવડો હોય, સ્વરાજ્ય મળી શકે તેવો જમાનો હોય, સ્વરાજ્ય મળી શકે તેવી પ્રજામાં જાગૃતી હોય, અને સ્વરાજ્ય આપવા ખુશી હોય એવી રાજ્યકર્તા પ્રજા હોય તથા ઘણાએ દીલસોજ અમલદારો હોય છતાં પણ સ્વરાજ્ય મેળવવા માટે ધ્યાન ન આપવું એ શું પાપ નથી? બેશક એ બહુજ મોટું પાપ છે. આપણા ઘરમાં સૂર્ય આવી શકે તેમ હોય છતાં અંધકારમાં રહેવું એ જેમ ખરાબ છે તેમજ આપણને સ્વરાજ્ય મળી શકે તેમ હોય છતાં પણ સ્વરાજ્યની વાતો સમજવી નહિ એ પાપ છે.

સ્વરાજ્ય સંબંધી ન જાણવું એ પાપ છે તે સમજાવવા માટે હજી મારે રસીકાને થોડા વધારે દાખલા આપવા જોશે; અને તે એ કેઃ—

**સ્વરાજ્યથી થતા લાભ—**

સ્વરાજ્ય મળે તો લોકોને રોટલી સસ્તી થાય; આપણા દેશમાંથી જે અનાજ નીકાશ થાય છે તેનો અટકાવ કરી શકાય; આપણા ગરીબ ખેડુતો ઘઉં વાવે છે પણ પોતે આખી જીંદગીમાં કદી પણ પોતાના વાવેલા ઘઉં પોતે ખાઇ શકતા નથી, હજારો ટન ઘઉં યુરોપને ખાતરજ તેઓને વાવવા પડે છે, તે જો સ્વરાજ્ય હોય તો દેશમાંથી જતા માલ ઉપર પ્રજાની મરજી મુજબ અટકાવ મુકી શકાય એટલે ગરીબ લોકોની રોટલી સસ્તી થાય. આવું મહાન કામ સ્વરાજ્યથી થઈ શકે છે. સ્વરાજ્ય થોડીક કાયદાસર મેહેનત કરવાથી મળી શકે તેમ છે અને તેમ છતાં સ્વરાજ્ય ન માંગવું અને સ્વરાજ્ય સંબંધી હકીકત ન જાણવી એ શું પાપ નથી?

સ્વરાજ્ય મળે તો પ્રજાકીય કેળવણી થઈ શકે. કેળવણીના ધોરણો કેવાં રાખવાં તે પ્રજાની મરજી પ્રમાણે થઈ શકે. એથી દેશી ભાષામાં કેળ-વણી આપી શકાય એટલે વિદ્યાર્થીઓ ઉપરનો ઘણોજ બોજો ઓછો થઇ જાય. અભ્યાસનાં કેટલાંક વરસો બચી જાય અને જે જાતનું શિક્ષણ હાલમાં આપી શકાતું નથી તેવી જાતનું બહાદુરી વધારનારૂં શીક્ષણ લોકોને આપી શકાય. એટલુંજ નહિ પણ આખા દેશમાં મફત અને ફરજ્યાત કેળવણી દાખલ કરી શકાય અને એથી કેટલો બધો ફાયદો થઈ જાય એ વીચારવું કંઈ મુશ્કેલ નથી. આ બધા લાભ સ્વરાજ્યથી મળી શકે તેમ છે અને તેમ છતાં સ્વરાજ્ય મેળવવા માટે મેહેનત ન કરવી કે એ જાતની વાતોમાં ભાગ ન લેવો અને માત્ર સુંથીયા સાવરણીની વાતોમાંજ રહી જાવું એ શું પાપ નથી?

જો આપણા દેશને સ્વરાજ્ય મળે તો આપણા લોકોને સરકારી ખાતામાં તથા લશ્કરી ખાતામાં બહુ મોટા મોટા અધીકાર મળી શકે. એથી મનુષ્યના જીવનો ઉન્નત થાય અને પ્રજાની લાયકી વધે. લોકોમાં બહાદુરી વધે અને આગળ વધવાની હોંશ વધે, એ બધું સ્વરાજ્યથી બની શકે છે. પણ જ્યાં સુધી સ્વરાજ્ય ન મળે ત્યાં સુધી મોટા જોખમી હોદ્દાઓ લોકોને મળી શકતા નથી એટલે જોખમદારીને લીધે જે જાતની લાયકાત પ્રજામાં આવવી જોઇએ તે જાતની લાયકાત પ્રજામાં આવી શકતી નથી. યાદ રાખજો કે આ નુકશાની કાંઈ જેવી તેવી નથી. એ બધી નુકશાની

સ્વરાજ્ય ન હોય તેને લીધે ભોગવવી પડે છે. પણ જો સ્વરાજ્ય મળે તો આ બધી બાબતમાં ઘણોજ સુધારો વધારો થઇ જાય એમાં કાંઇજ શક નથી. તેમ છતાં અથાણાં મીઠાંની વાતોમાંજ રહી જવું અને નજીવા નજીવા ગામ ગપાટા સાંભળવામાંજ રહી જવું એ શું પાપ નથી?

જ્યાં સુધી હીંદને સ્વરાજ્ય મળ્યું નથી ત્યાં સુધી હીંદના લોકો દુનીયાની સુધરેલી પ્રજાઓની આગળ હલકા ગણાય છે અને બ્રીટીશ સંસ્થાનોના લોકો પણ હીંદીઓની જેવી જોઇએ તેવી કીંમત સમજતા નથી તેથી આપણા દેશના લોકો દુનીયાના જે જે ભાગમાં જાય ત્યાં ત્યાં તેઓને અપમાન ખમવું પડે છે. પણ જો હીંદને સ્વરાજ્ય મળે તો તુરતજ એ સ્થીતી બદલાઇ જાય અને હમણાં હીંદના લોકો હલકા ગણાય છે તેને બદલે સ્વરાજ્યથી તેઓ સૌની હારમાં આવીજાય. આ લાભ કાંઈ જેવો તેવો છે? પણ યાદ રાખજો કે સ્વરાજ્ય વીના આ સ્થીતી સુધરવી બહુ મુશ્કેલ છે. માટે સ્વરાજ્યની જરૂર છે અને તેમ છતાં સ્વરાજ્ય સંબંધી કાંઈ પણ સમજવું નહિ એ શું દીલગીરીની વાત નથી? એ શું પાપની વાત નથી? આપણી બેદરકારીથી આપણા દેશના લોકો નીચા ગણાયા કરે અને દુનીયાના બધા ભાગમાં હીંદીઓનું અપમાન થયા કરે તેમ છતાં એ સ્થીતી સુધારવા માટે સ્વરાજ્ય મેળવવાની બાબતમાં બેદરકારી રાખવી અને ઢીલાપોચા રહેવું એ શું પાપ નથી? બેશક એ ઘણુંજ મોટું પાપ છે.

દેશની આબાદી સ્વરાજયને લીધેજ થાય છે, કારણકે સ્વરાજ્યથી જગતના ધોરણો દેશની પ્રજાના હાથમાં આવે છે એટલે દેશને લાભ થઇ શકે અને દેશના વેપારને ટેકો મળી શકે. એવી રીતના જગાતના ધોરણો હોય છે તેથી દેશમાં જુદી જુદી જાતના કારખાનાંઓ વધે છે, હુન્નર કળાનાં કામો વધે છે, અને ખાણોનો ઉદ્યોગ વધે છે અને તેનો લાભ દેશના લોકોને મળીશકેછે. પણ જ્યાં સુધી સ્વરાજ્ય ન મળે ત્યાં સુધી આ બધી બાબતોમાં પરાધીનતા હોય છે અને તેમ છતાં સ્વરાજ્ય મેળવવા માટે યોગ્ય મેહેનત ન કરવી! અરે? મેહેનત કરવી તો બાજુએ રહી પણ સ્વરાજ્યથી થતા લાભની વાતો પણ ન સાંભળવી અને સ્વરાજ્ય વીના થતાં નુકશાનની હકીકત પણ ન જાણવી—એ શું પાપ નથી?

સ્વરાજ્ય મળવાથી લોકોની અંદર નવું જીવન આવી જાય છે, સ્વરાજ્ય મળવાથી લોકોમાં નવો ઉત્સાહ આવી જાય છે, સ્વરાજ્ય મળવાથી પ્રજામાં નવું બળ આવી જાય છે, સ્વરાજ્ય મળવાથી ધંધા રોજગાર ખીલી જાય છે, સ્વરાજ્ય મળવાથી પ્રજાની લાયકી વધી જાય છે, સ્વરાજ્ય મળવાથી પ્રજામાં પ્રજાકીય કેળવણી વધી જાય છે, સ્વરાજ્ય મળવાથી પ્રજામાં બહાદુરી વધી જાય છે અને સ્વરાજ્ય મળવાથી પ્રજાની ઉન્નતીનું ચકકર બહુ જલદીથી બદલાઈ જાયછે; માટે સ્વરાજ્ય એ અતી અગત્યની વાત છે અને તેમ છતાં એવી વાતો સાંભળવામાં ધ્યાન ન આપવું અને પાડોશણોનાં વગોણાં કરવામાંજ રહી જવું એ શું પાપનું કામ નથી?

બ્હેનો! હવે જમાનો બદલાતો જાય છે અને સ્વરાજ્યનો નવો યુગ હીંદમાં આવતો જાય છે, માટે હવે સ્ત્રીઓની વાતો બદલાવી જોઇએ, અને દેશના હીતના જે જે સવાલોમાં દેશના આગેવાનો રસ લેય છે તે તે વાતોમાંથી સ્ત્રીઓએ પણ રસ લેતાં શીખવું જોઇએ. **કારણ કે સ્ત્રીઓની મદદ વીના સ્વરાજ્ય મળી શકશે નહીં, અને કદી મળશે તો પણ બહુ વાર લાગશે.** પણ જો સ્ત્રીઓની મદદ હોય તો જલદીથી સ્વરાજ્ય મળી શકશે. માટે હું તો સ્વરાજ્યના ફાયદાઓ સંબંધી જેટલી હકીકત જાણવાની મળે તે જાણું છું અને એ બધી હકીકત મારી ઘણી બ્હેનોને કહી સંભળાવું છું તથા સ્ત્રીઓના મંડળમાં જ્યાં જ્યાં મને ભાષણ આપવાની કે બોલવાની તક મળે ત્યાં ત્યાં પ્રસંગોપાત હું સ્વરાજ્યની વાતો કરૂં છું. કારણ કે મારી ખાત્રી થઇછે કે સ્વરાજ્ય વીના કદી પણ ખરેખરી ઉન્નતી થઇ શકેજ નહિ, અને સ્ત્રીઓની અંદર જ્યાં સુધી આવી જાતની દેશના કલ્યાણની વાતો થાય નહિ, પ્રજાના લાભની વાતો થાય નહિ, અને ભવિષ્યની પ્રજાને આગળ વધારનારી વાતો થાય નહિ ત્યાં સુધી ખરેખરો ફાયદો થાય નહિ. માટે હવે સ્ત્રીઓની વાતો બદલાવી જોઇએ.

આમ વાતો ચાલે છે એટલામાં લેડી સાહેબનો ટેલીફોન આવ્યો કે આજે હમણાં વૉર હોસ્પીટલમાં કુટની ભેટ આપવા જવું છે માટે જલદી આવો, મોટર મોકલી છે. એટલે આ વાતો અધુરી રહી અને કહ્યું કે કોઈ બીજે વખતે ફરીથી તમે મને જરૂર મળજો એટલે દેશને જરૂરની વાતો ન સાંભળવાથી કેવી રીતે પાપ લાગે છે તે હું તમોને સમજાવીશ.

———

# નવીન પત્રિકા તૈયાર છે.

| નં. | નામ. | લેખક |
|---|---|---|
| ૨૧. | ખગોળ વિજ્ઞાન... | રા. કે. એન. જોશી, બી. એ |
| ૨૨. | સ્ત્રીઓએ શું વાંચવું અને કેવીરીતે વાંચવુ ? | સૌ. વિદ્યાગૌરી, બી |
| ૨૩-૨૪. | સ્ત્રીઓની નવાયુગની વાતો... | રા. અમૃતલાલ |
| ૨૫ ૨૬. | નવીન પાકશાસ્ત્ર... | ,, ,, |
| ૨૭. | સ્ત્રીએ ની નવ્યયુગની વાતો.. | ,, ,, ,, |
| ૨૮. | મિસિસ એની બેસંટ... | રા. ભાવજી ગોવિંદજી શેઠ. ... ૦-૧ |
| ૨૯-૩૦. | મહાત્મા મોહનદાસ કે. ગાંધી...( તૈયાર થાય છે ) .. | ૦-૨ |

## પુસ્તકમાળા—

નં ૧ સ્ત્રીઓ અને સમાજ સેવા...રા. બી. આર. દીવેટીયા. ૦ –

નં. ૨. સ્ત્રીઓની નવાયુગની વાતો...( પુસ્તક રૂપે ) રા. પઢીયાર. ૦ – –

## પત્રિકામાળા સામટી મંગાવનારને ખાસ લાભ.

મિત્રમંડળમા, સસ્થાઓમા, શાળાઓમા અગર પુરત કાલ પહુચાવવા માટે પત્રિકાની અગર પુસ્તકની ૫૦, અગર તેથ એકી વખતે સામટી ખરીદનારને નીચે જણાવેલી કિંમતે મ

**પત્રિકાની નકલ** ૫૦ ના રૂ. ૨॥. ૧૦૦

૨૦૦ ના રૂ. ૭. ૫૦૦ ના રૂ. ૧૭. પોસ્ટેજ ર

Printed by C. S. Deole at the Bombay V
Press, Servants of India Society's Buil
Sandhurst Road, Girgaum, Bombay

Published by K. J. Chitalia, Secretary Bhagi
Sandhurst Road, Girgaum, Bombay.